॥ ૐ શ્રી ॥

# યોગ ભક્તિ

અને

# ઉપાસના વિચાર.

લેખક

ગં.[illegible]સ્વરૂપ જયાલક્ષ્મી એચસાબક.

પ્રસિદ્ધ કરનાર.

નરભેરામ વી. જમીયતરામ.

સાદરા.

અમદાવાદ—યુનાઈટેડ કંપની પ્રેસ.

મૂલ્ય એક આનો.

॥ ૐ શ્રી ॥

# યોગ ભક્તિ
અને
# ઉપાસના વિચાર.

લેખક

ગંગાસ્વરૂપ જયાલક્ષ્મી શ્રેયસાધક.

પ્રસિદ્ધ કરનાર.
નરભેરામ વી. જમીઅતરામ.
સાદરા.

અમદાવાદ—યુનાઇટેડ કંપની પ્રેસ.

મૂલ્ય એક આનો.

## ॥ श्लोक. ॥

ब्रह्मानंदं, परमसुखदं, केवलं ज्ञान मूर्ति,
द्वंद्वातीतं, गगनसदृशं, तत्त्वमस्यादि लक्ष्यं;
एकंनित्यं, विमलमचलं, सर्वधी साक्षीभूतं,
भावातीतं, त्रिगुणरहितं, सद्गुरुंतं नमामि. १

# પ્રસ્તાવના.



શ્રેય સાધક પૂર્ણ પવિત્ર બાઇશ્રી જયાલક્ષ્મી કચ્છભૂજવાળાં ચૈત્ર માસમાં આ સ્થળે પધારતાં તેમણે મુખ્યત્વે કરી સ્ત્રીઓને ઉત્તમ બોધ આપ્યો અને પુરૂષ વર્ગમાં જેઓ તેમના સમાગમનો લાભ લેવા ભાગ્યશાળી થયા તેમના ધર્મ સંબંધી કેટલાક સંશય દુર કરવાં પોતાની સર્વોત્તમ રહેણી કરણીથી બીજાઓના મન ઉપર ઉંડી છાપ બેસારી, શ્રદ્ધાળુ જનોની શ્રદ્ધામાં વૃદ્ધી કરી તથા અવકાશ લઇ ભક્તિ અને યોગ ઉપર પોતાના સંક્ષેપમાં વિચારો કૃપા કરી દરશાવ્યા તે મુમુક્ષુ માટે છપાવી પ્રગટ કરવામાં આવ્યા છે.

સાદરા મહિકાંઠા.

નરભેરામ વી. જમીયતરામ.

ચૈત્ર વદ ૮ સોમવાર સંવત ૧૯૬૨

તા. ૧૬ એપ્રિલ સને ૧૯૦૬.

॥ ॐ श्रीँ ॥

# ॥ श्री हाटकेश्वरो जयति ॥

## श्लोक.

गुरु ब्रह्मा गुरु विष्णु, गुरु देवो महेश्वरः ।
गुरु साक्षात् परंब्रह्म, तस्मै श्री गुरवे नमः ॥

ભાવાર્થ—ગુરૂ એજ બ્રહ્મા છે, ગુરૂ એજ વિષ્ણુ, ગુરૂ એજ દેવ, અને ગુરૂ એજ મહેશ્વર, ગુરૂ એજ સાક્ષાત પરંબ્રહ્મ છે. એવા સચરાચર વ્યાપક શ્રી ગુરૂ દેવને પ્રેમપૂર્વક હું નમન કરૂં છું.

## દોહરા.

શ્રી સર્વેશ્વરને કરૂં, વારંવાર પ્રણામ;
સન્મતિ આપી સદ્ય આ, કરાવજો શુભ કામ. ૧

## પ્રારંભ.

આ જગતમાં માનવ તનુને પામેલા પ્રા-

ણીઓને સંસાર સંબંધથી મુકત થવા માટે પૂર્વના મહાપુરૂષોએ ભિન્ન ભિન્ન સાધનોને અનેક રૂપે દર્શાવેલ છે અને તે સાધન માનવ તનુમાંજ પ્રાપ્ત થાયછે. કેમકે માનવ તનુ એજ મોક્ષનું દ્વાર છે કેમકે શ્રી શંકર ભગવાન પણ કહેછે કે પ્રાણીઓમાં મનુષ્ય દેહ દુર્લભમાં દુર્લભ છે અને તે દેહની દેવો પણ આકાંક્ષા રાખે છે, કર્મ કરવાને માનવ-તનું ઉત્તમ છે અને તે માનવતનુમાં અસં-ખ્ય જન્મોનાં પુન્યોવડેજ શુભેચ્છા પ્રગટ થાય છે. મનુષ્ય દેહ મળવો, મોક્ષની ઈચ્છા થવી એ કરોડો જન્મોના સંસ્કારના સમુહ ભેગા થાયછે, ત્યારેજ થાયછે અને તે અંતઃકરણમાં ઉદ્‌ભવ્યા બાદ જો તે ક્રિયામાં પ્રવર્ત ન થ-વાય તો પોતે પોતાનોજ હાની કરનારો મુઢ આત્મ હત્યારો પોતેજ થાયછે. આત્મ હત્યા જેવું બીજું મોહોટું વિશ્વમાં પાપ નથી તો સુજ્ઞ સાધકોએ પોતાના આત્મ વિચારનું

જ્ઞાન મેળવવા પ્રયત્નવાન થવું, અને તે મેળવવા પરમાત્માએ જુદી જુદી પ્રકારના રસ્તા જીવો પ્રત્યે કૃપા કરી શોધી આપ્યા છે જેમ ઘઉં એકજ છે તથા તેનું પોષણુ પણુ એકજ છે પણુ તેના ખાવાના પદાર્થો શીરા–લાપશી–લાડુ–વગેરે બને છે અને તે જેને જે ભાવ હોય છે તે તે પ્રેમથી ગ્રહણુ કરેછે તેવીજ રીતે પરમાત્માએ પણુ જૂદી જૂદી ક્રીયા બુદ્ધિદ્વારા સુચવી છે. તત્વવિચાર એજછે, અને તેનું ફળ પણુ એજ છે, પણુ વિવિધ સંસ્કાર વાલા સાધકો માટે જુદી જુદી ક્રિયા દર્શાવી છે. ભકતીમાર્ગ, યોગમાર્ગ–જ્ઞાનમાર્ગ અને જાપમાર્ગ એમ જુદી જુદી ક્રિયાથી સંબોધે છે તથા આ મનુષ્યાદેહનું સાર્થક કરવા અહો રાત્રી મહા પુરૂષો પોતે અવતાર લઇને પણુ તેજ પ્રબોધ આપે છે. પોતાના શુભેચ્છક ગુરૂએ શાસ્ત્ર માર્ગ દર્શાવ્યા પ્રમાણે આત્મ વિચા-

રમાં સ્થિત થવાય તોજ આ મનુષ્ય દેહ પ્રાપ્ત થયાનું સાર્થક છે, અને આ ચિંતામણીરૂપી દેહ પ્રાપ્ત છતાં જો આત્મવિચાર પ્રાપ્ત ન થાય તો કઠીઆરાની માફક ચિંતામણી ગુમાવી નાંખ્યા પ્રમાણે થાય.

### તે કઠીઆરાનું વૃતાંત.

કોઇ એક કઠીઆરો હશે તે મોટાં જંગલમાં પોતાના ઉદર પોષણાર્થે લાકડાં કાપવા ગયો, ત્યાં તેને ચિંતામણી પ્રાપ્ત થયો. એટલામાં તેને સ્ફુરણા ઉઠી કે જો મને ખાવાનું મળે તો સારૂં એવી ઇચ્છા થતાંજ તરતજ સુવર્ણના થાળમાં નાના વિધિ ભોજન આવી પ્રાપ્ત થયું જે તેણે અત્યંત પ્રસન્નતાથી પ્રાસન કર્યું પછી સ્વાભાવિક રીતે તેને જળની ઇચ્છા થઇ તે પણ આગળની માફક તેને પ્રાપ્ત થયું, તેથી તે તો બહુજ ખુશી થયો એટલામાં એક કાગડો તેનું જે ઉચ્છિષ્ઠ વધ્યું હતું તે લેવા આવ્યો પણ પેલા

કઠીઆરાના મનમાં એમ આવ્યું કે આ મારા પદાર્થો લૈ જશે માટે એને હું મારી કાઢી મુકું જેથી તે એકદમ ઉતાવળમાં અને ઉતાવળમાં બીજો કોઇ પથરો જોયા વગરજ પેલા ચિંતામણીથી ઉશડયો. આ અજ્ઞાનથી પેલો ચિંતામણીએ ગયો અને જે ખાવાનું આવ્યું હતું તે પણ ગયું કારણ કે તે ભોજન તો તેને ચિંતામણીના પ્રભાવથી પ્રાપ્ત થયું હતું એવીજ રીતે મનુષ્યે પણ પોતાનો દેહ ફોગટ આશામાં અને આશામાં અજ્ઞાનપણામાં ગુમાવી ન નાંખતાં આ અમુલ્ય સમયમાં વિજળીના જબકારામાં સોઇ પરોવવાની માફક આત્મસ્વરૂપ જોઈ લેવા નીચે લખ્યા મુજબ ગમે તે માર્ગે વર્તન કરવા પ્રયત્નવાન થવુંજ. તે માર્ગ આ છે. હઠયોગ, રાજયયોગ. અને તે પ્રાપ્ત કરવા માટે જે કામ ક્રોધાધિ છ શત્રુઓ રહ્યા છે, તેને જીતીને શુધ અંતઃકરણ કરે તોજ તે યોગ પ્રાપ્ત થાય છે; માટે

એ જે છ શત્રુ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર છે, તેનો પ્રથમ પરાજય કરવો જોઇએ. એ શત્રુ રૂપી ચોરને મારી કાઢયા વગર સુખ શાન્તિ થતી નથી, માટે તે છ શત્રુને વશ કરવા. ( ૧. ) કામને લીધે ચિત વ્યાકુળ થાય છે અને તેથી સારા ખોટાનો વિચાર રહેતો નથી અને ક્રોધને વશ થાય છે માટે તે દુર કરવો. ( ૨. ) ક્રોધ શાંતીનો ભંગ કરે છે અને કલેશ ઉપજાવી આપણું અને અન્યનું લોહી બાળે છે અને લોભ વધારે છે માટે તેને પણ દુર કરવો. ( ૩ ) લોભ ધર્મ ભુલાવે છે, અનીતિ કરાવે છે, સદાચારથી ભ્રષ્ટ કરે છે અને અયોગ્ય ઇચ્છાઓ તથા અભિલાષા બંધાવી મોહ પાશમાં ફસાવે છે માટે તેને પણ ત્યાગ કરવો. ( ૪ ) મોહ અઘટિત કર્મો કરાવે છે, સ્વાર્થ અને પરાર્થનું ભાન ભુલાવે છે અને મદ વધારે છે. ( ૫ ) મદ

એટલે હુંપણું વધારે, જેનું તેનું અપમાન અને તિરસ્કાર કરાવે જેથી જગતના પ્રાણી પદાર્થો મિત્ર ભાવથી સુખ આપવાને બદલે દુ:ખનો દરિયો ઉભરાવે છે, વિદ્યાજ્ઞાન વિસરાવે છે તથા કલેશ અને અવિદ્યાના પાસમાં ઝકડાવે છે માટે તેનો પણ ત્યાગ કરવો (૬) મત્સર પોતાનું શ્રેષ્ટપણું અને સર્વ પ્રાણી વીશે તુચ્છ બુદ્ધી કરાવી પોતાના મિથ્યા અહંમાં સપડાવે છે માટે તેનો ત્યાગ કરવો. એ છ શત્રુને કબજે કર્યા બાદ દ્વંધ ધર્મ પ્રત્યે જય મેળવવા પ્રયત્ન કરવો.

**હઠ યોગ તથા તેનું ફળ. ( સહજ સમાધી. )**

તે દ્વંધ ધર્મ જે ભુખ, તરસ, ટાઢ, તડકો, નિંદ્રા અને જાગ્રત વિગેરે સર્વ ઉપર જય મેળવવો જોઇએ. હવે રાજયયોગ અને હઠ યોગ એ બે યોગ શાસ્ત્રોમાં પ્રતિપાદન કરેલા છે. તેમ અધમ અધિકારી માટે અથવા ચપળ

વૃત્તિવાળા માટે અષ્ટાંગ યોગ દર્શાવેલ છે તેનાં અંગ નિચે પ્રમાણેઃ—

૧ યમ. ૨ નિયમ. ૩ આસન. ૪ પ્રાણાયામ ૫ પ્રત્યાહાર, ૬ ધારણા, ૭ ધ્યાન, અને ૮ સમાધી એ અષ્ટાંગ યોગનાં અંગ છે હવે આઠેના પ્રથક સ્વરૂપને સંક્ષેપમાં વિવેચન નિચે મુજબ આપ્યાં છે.

યમ એટલે અહિંસા, સત્ય, અસ્તે, બ્રહ્મચર્ય, ધૃતિ, ક્ષમા, દયા, આર્જવ, મિતાહાર અને સૌચ એ દશનાં સ્વરૂપનો લક્ષ નીચે પ્રમાણેઃ—

અહિંસા એટલે મન વાણી તથા શરીર વડે કોઈપણ પ્રાણીને દુઃખની ઉત્પત્તિ ન કરવી તે. સત્ય એટલે જેવું હોય તેવું યથાર્થ ભાષણ કરવું. અસ્તે એટલે કોઇનો પદાર્થ તેની આજ્ઞા વગર બદદાનતથી લેવો નહી. તથા અન્યના પદાર્થ ભોગવવા ઈચ્છા ન કરવી. બ્રહ્મચર્ય એટલે અષ્ટ પ્રકારના મૈથુનના અંગથી બ-

ચીને જીતેન્દ્રિય થવું તે. તે અષ્ટ પ્રકારનાં બ્રહ્મચર્યનાં અંગનાં સ્વરૂપ નીચે મુજબ છેઃ--

૧ સ્ત્રીના સ્મરણથી રહીત થવું તે.

૨ સ્ત્રીના ગાયનથી રહીત થવું તથા તેમની સાથે વિકારી ભાષણ ન કરવું તે.

૩ સ્ત્રીની સાથે ક્રીડા રહીત એટલે કે તેમની સાથે દ્યુત અથવા કે કોઇ પ્રકારની ચેષ્ઠા રૂપ રમત ન કરવી તે.

૪ પ્રેક્ષણુ રહીત થવું એટલે કામ દોષ યુક્ત મન વડે પ્રેરણા કરેલાં નેત્રો વડે વારંવાર સ્ત્રી સન્મુખ જોવું નહી તે.

૫ ગુહ્ય ભાષણથી રહીત થવું તથા એકાંતમાં પર સ્ત્રી સાથે પણ બેસવું નહી તે.

૬ સંકલ્પ રહીત થવું એટલે પરસ્ત્રી સબંધી દુષ્ટ વાસના તજવી તે.

૭ અધ્યવસાય રહીત થવું એટલે અમુક સ્ત્રી સાથે હું અવશ્ય અનિતીથી ચાલીશ એવો દુષ્ટ નિશ્ચય ન કરવો તે.

૮ સર્વ ઉપર લખેલી ક્રિયાથી રહીત થવું તે આ અષ્ટ પ્રકારનું બ્રહ્મચર્ય વિરકત અવસ્થા માટે છે.

હવે પાંચમું ધૃતિ એટલે ધૈર્ય રાખવું તે.

છઠું ક્ષમા એટલે શરીર વડે મન વડે તથા વાણી વડે દુષ્ટ જનો પીડા કરે છતાં વૃત્તિને ક્ષોભ ન થાય તે.

સાતમું દયા એટલે મન વાણી અને શરીર વડે પ્રાણી માત્રનું હિત કરવું તે.

આઠમું આર્જવ એટલે સ્ત્રી, પુત્ર, મિત્ર શત્રુ એ સર્વમાં સમદ્રષ્ટી સ્થાપવી તે અથવા મૃદુવાણી બોલવી અને અમૃત સરખી દ્રષ્ટી રાખવી તે.

નવમું મિતાહાર એટલે શુક્ષ્મ આહાર લેવો અથવા ઉદરને અકળામણ ન આવે તેવું જમવું તે.

દશમું સાૈચ એટલે જળ મૃતીકા વડે સ્નાન કરીને સ્વચ્છ રહેવું તે તથા અંતર

સૌચ રાગ દ્વેશથી રહીત રહેવું તે. એમ દશ પ્રકારનાં યમનાં અંગ વર્ણવ્યાં.

હવે નિયમનું પ્રથક્કરણ:—

નિયમ પણ દશ પ્રકારના છે— ૧ તપ. ૨ સંતોષ, ૩ આસ્તિકય, ૪ દાન, ૫ ઈશ્વર પૂજન, ૬ સિદ્ધાન્ત શ્રવણ, ૭ લજ્જા, ૮ મતિ, ૯ જપ અને ૧૦ વૃત.

૧ તપ એટલે સ્વધર્મનું આચરણ કરવું તે.

૨ સંતોષ એટલે યથાર્થ પ્રાપ્ત થાય તે વસ્તુમાં આનંદ માનવો તે તથા બ્રહ્માદિ લોક પર્યન્તના સંપૂર્ણ સુખ ભોગને વિષે અસ્પૃહા તથા પરમાત્મ નિત પદને વીષે પ્રીતિ તે પરમ સંતોષ છે.

૩ આસ્તિકય એટલે ધર્મ કર્મ વીશે વિશ્વાસ તથા શ્રુતિ સ્મૃતિ પુરાણ તથા આચાર્યાદિના વચનમાં વિશ્વાસ તે.

૪ દાન. તે દાન ત્રણ પ્રકારના છે. ૧ સા-

ત્વિક, રાજસ અને તામસ.

સાત્વિક દાન એટલે શ્રુતિ સ્મૃતિ આદિમાં જે વર્ણવેલ ( ફળની ) ઇચ્છા રહિત સુવર્ણ, ધન, ગ્રહ, ક્ષેત્ર જે દાન કરવામાં આવે તે.

રાજસદાન એટલે પ્રતિ ઉપકારની આશા રાખી તથા ફળની ઈચ્છા રાખી કરવામાં આવે તે.

તામસ દાન એટલે અપાત્રને દાન કરવામાં આવે તે અથવા તિરસ્કાર કરી દાન આપવું તેને તામસ દાન કહે છે એમ ત્રણ પ્રકારનાં દાન.

પાંચમું ઈશ્વર પૂજન—બ્રાહ્મણ, મહાદેવ, વિષ્ણુ અથવા જેમાં દેવ ભાવના બાંધીને પૂજન કરવું તે.

છઠું સિધ્ધાંત શ્રવણ એટલે સત્સાસ્રાદિ સાંભળવાં તથા વેદાન્તનો સિધ્ધાંત હૃદયમાં સદ્ગુરૂ મુખેથી સ્થાપવો તે.

સાતમું લજ્જા વૈદિક તથા લૌકિક વિધાન કરેલાં શુભ કર્મોને અવશ્ય કરવાં, ન કરવાથી લોકનો ભય ધરવો તે લજ્જા.

આઠમું મતિ એટલે નિત્યને નિત્ય જાણી નિશ્ચય કરવો તે તથા અનિત્યને અનિત્ય જાણી નિશ્ચય કરવો તે.

નવમું જપ એટલે ગુરૂ મુખથી લીધેલો જે મંત્ર તેનો હૃદય દેશમાં નિરંતર જપ કરવો તે.

દશમું વૃત એટલે સંપૂર્ણ પ્રતિબંધક પાપની નિવૃતિ અર્થે તથા સ્વધર્મની સિદ્ધિ અર્થે વા અંતઃકરણની શુદ્ધિ અર્થે ઉપવાસાદિ આચરણ કરવું તે. એ દશ પ્રકારના નિયમનાં અંગ.

યમ નિયમ સાધ્ય થયા બાદ સાધકે આસનમાં પ્રવાત કરવી. આસન ચોર્યાશી પ્રકારનાં છે તેમાં મુખ્ય ચાર છે ૧ પદ્માસન ૨ સ્વસ્તિકાસન ૩ સિદ્ધાસન અને ૪ વિસસન.

એમ ચાર આસન છે તેમાંથી ગુરૂ દ્વારે મળ્યું હોય અથવા ચિત વૃતિને સ્થિર કરી તથા દંડની પેરે બેસાય તે યોગ આસન છે.

૪ પ્રાણાયામ એટલે પૂરક, કુંભક અને રેચક સહ પ્રાણનો આયામ કરવો તે. પ્રાણાયામ કરવાની રીતઃ—

પ્રથમ સૂર્ય નાડી જે જમણી જેને પિંગલા કહે છે તે નાડીથી એટલે જમણી નાડીથી એક પ્રણવ ઉચ્ચારતાં પૂરક કરી અને બન્ને બાજૂનાં નસકોરાં દબાવી બાર પ્રણવ બોલતાં વાયુ સ્થિર કરવો તે કુંભક અને પછી ડાબી નાડી ઇડા અથવા ચંદ્ર નાડી તેનાથી બે પ્રણવ ( ૐ ) બોલતાં રેચક કરવો અને તે ડાબી નાડીથી પુનઃ પુરક એટલે બહારના વાયુને અંદર ખેંચવો અને કુંભક કરી એટલે મધ્યમાં રોકી જમણી નાડી પિંગલા વડે કાઢી નાખવો આનું તાત્પર્ય એજ કે જે નાડીથી પૂરક કરવો તે નાડીથી

રેચવો નહિ અને પછી જે નાડીથી રેચક થાય તેજ નાડીથી પૂરક કરવો જેમ બને તેમ ધીરેથી પૂરક અને ધીરેથી રેચક કરવો. અને માત્રાનું પ્રમાણ એ છે કે ૧ માત્રાથી ચડાવવો ૪ માત્રા રોકવો અને બે માત્રાથી ઉતારવો અને આનું તાત્પર્ય એજ છે. એક ગણો ચડાવવો ચતુર્થ ગણો રોકવો અને દ્વિગણો ઉતારવો. માત્રા એટલે કે એક બોલતાં જે વાર લાગે તે અથવા ( ૐ ) બોલતાં વાર લાગે તે. એમ ક્રમે ક્રમે વધતું જવું અને તે પ્રાણાયામમાં ગુરૂ ગમ લેવો.

પાંચમું પ્રત્યાહાર—સર્વ ઇન્દ્રિઓ સ્થિર કરવી તે. એમ બહારનાં પાંચ અંગ થયાં અને હવે ત્રણ અંતરંગનું વર્ણન ધારણા, ધ્યાન અને સમાધિ. ધારણા એટલે ધ્યેય મુર્તિ વિશે ચિત્તનું એકાગ્ર કરવું તે અથવા ધારેલી મૂર્તિને પ્રત્યક્ષ જોવી તે ધારણા અથવા છ ચક્રમાં વૃત્તિ લીન કરવી તેનું નામ ધારણા.

ધ્યાન એટલે ધારેલી મૂર્તિમાં તૈલ ધારવત્ એટલે જરાપણ દ્રષ્ટિ ખંડીત થયા વગર તે મૂર્તિ જોવામાં આવે તે ધ્યાન. તે ધ્યાન ૪ પ્રકારનાં છે. તેમનાં નામ પદસ્થધ્યાન, પિંડસ્થધ્યાન, રૂપસ્થધ્યાન અને રૂપાતીતધ્યાન.

પદસ્થ ધ્યાન એટલે ગુરૂના અથવા ઈશ્વરના ચરણનો આકાર નિશ્ચય કરી તેમાં વૃત્તિ લીન કરી જાપ કરવો તે.

૧ પિંડસ્થધ્યાન એટલે પિંડનું શોધન કરી ષટચક્રનું તથા તે ચક્ર તથા તેના દેવતા વિગેરેનું ધ્યાન કરવું તે,એ છ ચક્રનું નિરૂપણ નાભીથી નીચે અને ઉપસ્થની ઉપર કંદ નામનું સ્થાન છે એ કંદમાંથી સુષુમ્ણાં નાડી નીકળી મેરૂ ડંડમાંથી થઇ કંઠ પ્રદેશ આગળ આવે છે ત્યાંથી એ નાડીની બે શાખા થઇ એક પાછળના ભાગ વાટે સીધી બ્રહ્મરંધ્રમાં ચાલી જાય છે અને બીજી ત્રીકુટીમાં થઇ બ્રહ્મરંધ્રમાં જાય છે એ શુષુમ્ણા નાડીમાં

ઘણાં ચક્રો છે તેમાંથી યોગ તત્વવિત્ મહા-પુરૂષોએ મુખ્ય છ ચક્ર તથા સાતમું અજર અમર એમ સાત ચક્રોનું નિરૂપણ કરી તેમાં ચિતવૃતિ લય કરી પિંડસ્થ ધ્યાન સમાધી સૂધી પહોચવા વીષે તેનું વીવેચન કરેલું છે તે નીચે મુજબઃ—

૧ ગુદા સ્થાને આધાર ચક્ર છે તે આધાર ચક્રની ચાર પાંખડી છે અને તેની ભગા કૃતિ છે અને તેના ઉપાસ્ય મંત્ર વં શં ષં સં છે. અગ્નિના જેવો વર્ણ છે. ગણપતિ તે-મના દેવતા છે.

૨ બીજું સ્વાધિષ્ટાન લિંગ મૂલમાં ર-હેલું છે. છ પાંખડી છે. પ્રવાલાં કુરનો આકાર છે. બં ભં મં યં રં લં એ પાંખડીના ઉપાસ્ય મંત્ર છે. સૂર્યના જેવો વર્ણ છે અને બ્રહ્મા તેના દેવતા છે.

૩ મણીપુર નાભિસ્થાને છે. ત્રીકોણ તેનો આકાર છે. દશ તેની પાંખડી છે. તે પાંખડીના

ડં ઢં ણું તં થં દં ધં નં પં ફં ઉપાસ્ય મંત્ર છે. રકત વર્ણ છે. તેના વિષ્ણું દેવતા છે.

૪ હ્રદય વીશે અનાહત ચક્ર રહેલું છે તેની આકૃતિ ગોળ છે. બાર પાંખડી કં ખં ગં ઘં ઙં ચં છં જં ઝં ઞં ટં ઠં વિગેરે બાર તેના ઉપાસ્ય મંત્ર છે અને સુવર્ણ જેવો વર્ણ છે. તેના સદાશિવ દેવતા છે.

૫ વિશુધ ચક્ર કંઠમાં છે તેનો આકાર ગોળ છે અને તેની પાંખડી સોળ છે. અં આં ઇં ઈં ઉં ઊં ઋં ૠં ઌં ૡં એં ઐં ઓં ઔં અં અઃ એ ઉપાસ્ય મંત્ર છે. તેનો વર્ણ ચંદ્ર જેવો છે. તેના દેવતા રૂદ્ર છે.

૬ ત્રિકુટીમાં આજ્ઞા ચક્ર રહેલું છે તેની પાંખડી બે છે અને લંબગોળ આકૃતી છે. હં ક્ષં તેના ઉપાસ્ય મંત્ર છે. તેનો વર્ણ રકત છે. તેના દેવતા શ્રી ગુરૂ છે.

૭ બ્રહ્મરંધ્રમાં અજર અમર ચક્ર રહેલું છે. તેની સહસ્ત્ર પાંખડી છે. ગોળ આકાર છે, વર્ણ સ્ફાટિકના જેવો છે અને તેના ઉપાસ્ય દેવતા શ્રી પરમાત્મા છે.

એવી રીતે યોગી છ ચક્રોનું ભેદન કરતો જ્યારે ચાલ્યો જાય છે ત્યારે અષ્ટ સિદ્ધિ તેની દાસી થઇ રહે છે અને છેવટ અજર અમર થઇ કાળને (મૃત્યુને) ગ્રાસ રૂપે કરી નિર્ભયનિશંક થૈ આત્મામાં ખેલે છે અને તેમના ફળ રૂપી છેવટ સમાધિસ્થિત થાય છે તે સમાધિનો લક્ષ—

સમાધિ એટલે ધ્યેય વસ્તુના સ્વરૂપને પામેલું મન જ્યારે પોતાના મનન પણાના સ્વરૂપનો ત્યાગ કરી સંકલ્પ વિકલ્પથી રહીત થૈ કેવલ ધ્યેય વસ્તુના સ્વરૂપથી સ્થિત થાય અથવા ધ્યેય ધ્યાતા તથા ધ્યાન એ ત્રિપુટીનો લય થઇ એક અખંડીત વૃત્તિ સ્વરૂપ વીશે થાય તે સમાધિ.

એજ અષ્ટાંગ યોગ કે જેમાં ક્રિયા મુખ્ય છે અને વિચાર ગૌણ છે તેમજ રાજ્યયોગમાં વિચાર મુખ્ય છે અને ક્રિયા ગૌણ છે.

હઠયોગથી પ્રાણનો આયામ કરી પ્રાણ હૃદયમાં સ્થિત કરવામાં આવે છે ત્યારે તેનું ફળ ક્રમે ક્રમે પ્રાપ્ત થાય છે. શ્વાસ મુકતાં ૧૨ આંગળ વાયુ ચાલે છે તેમાંથી એકેકું આંગળું વાયુ ઓછો કરવામાં આવે છે ત્યારે જુદી જુદી પ્રકારના ચમત્કારો કરવાની શક્તિ આવે છે. બાર આંગળ વહન કરે છે તેમાંથી એક આંગળું પ્રાણ અને અપાન ઘર્ષણ કરતાં જ્યારે એક આંગળ ઓછો થાય છે ત્યારે નિષ્કામના પ્રાપ્ત છે અને બે આંગળ ઓછો કરવામાં આવે છે ત્યારે મોટા ભયના સમયમાં તેને આનંદ જ રહ્યા કરે છે અને જો ત્રણ આંગળ ઓછો કરવામાં આવે તો કવિ શક્તિ પ્રાપ્ત થાય છે, જો

ચાર આંગળ ઓછો કરવામાં આવે છે તો વાચાળ શક્તિ પ્રાપ્ત થાય છે અને જો પાંચ આંગળ રૂંધન કરી ઓછો કરવામાં આવે છે તો દુરના પદાર્થો સમીપ જોઇ શકાય છે અને જો છ આંગળાં ઓછો કરવામાં આવે તો આકાશ ગમન થઇ શકે કે સાત આંગળાં ઓછો કરવામાં આવે છે તો પ્રચંડવેગ પ્રાપ્ત થાય છે. આઠ આંગળાં ઓછો કરવામાં આવે છે તો અષ્ટસિદ્ધિ પ્રાપ્ત થાય છે. નવ આંગળાં ઓછો કરવામાં આવે તો નવનિધી પ્રાપ્ત થાય છે. દશ આંગળાં ઓછો કરવામાં આવે છે ત્યારે જૂદાં જૂદાં રૂપો લૈ શકવાની શક્તિ પ્રાપ્ત થાય છે. અને અગિયાર આંગળાં ઓછો થાય છે ત્યારે છાયા સ્વરૂપનો નાશ થાય છે અને બારે આંગળાં ઓછો કરવામાં આવે છે ત્યારે હંસ ગતિ પ્રાપ્ત થાય છે. આટલી સ્થીતિ હઠયોગના અભ્યાસથી પ્રાપ્ત કરી શકે છે. પ્રાણમાં સર્વ રહે-

લું છે તેથી યોગીઓ પ્રાણને સ્થિર કરી નિર્ભય નિ:શંક થૈ વિશ્વમાં વિચરે છે અને અંતે ધ્યેય સ્વરૂપમાં લય પામે છે.

તેમજ રાજયોગમાં વિચાર મુખ્ય છે તે વિચાર પ્રાપ્ત કરવા પણ અષ્ટ સાધનની સિદ્ધિ કરવી પડે છે તે અષ્ટ સાધન નીચે મુજબ:—

નિત્યાનિત્ય વિવેક. ૨ વૈરાગ્ય. ૩ ષટ-સંપત્તિ ( સમ-દમ-તિતિક્ષા ઉપરતિ-શ્રદ્ધા, અને સમાધાન ) ૪ મુમુક્ષુતા ૫ શ્રવણ. ૬ મનન ૭ નિદિધ્યાસન ૮ તત્વસાક્ષાત્કાર અથવા ત્વંપદના અર્થનું સોધન. આ અષ્ટ સાધન છે.

૧. નિત્યા નિત્ય વિવેક એટલે જેને હું જોઉંછું તે દૃશ્ય છે. જગત તથા તેને જોનારો દૃષ્ટા છું. એમાં નિત્ય એટલે નાશને નહીં પામે એવું તથા કોઇ કાળે ચલાયમાન ન થાય એવું શું હશે અને નાશવાન અને

ચલાયમાન શું હશે એનો અનેક યુક્તિથી વિચાર કરી પરિણામે એ નિશ્ચય કરવો કે આ દેહાદિ સંપૂર્ણ દૃશ્ય ચલ અને અનિત્ય છે અને આત્મા અચલ અને નિત્ય છે. **जगत् मिथ्या ब्रह्म सत्यम्** એ વિચાર સંપૂર્ણ મનમાં ઠસે એ નિત્યા નિત્ય વિવેક.

૨. વૈરાગ્ય. એટલે આ લોક અને પરલોક અથવા સંપૂર્ણ નામ રૂપાત્મક પદાર્થ વિશે અસ્પૃહા થવી તે તથા ચૌદ લોકના વૈભવ પણ કાક વિષ્ટા સમ ગણવા તેનું નામ વૈરાગ્ય. અને તે વૈરાગ્ય બરાબર સંપૂર્ણ થતાં છ સંપત્તિ પ્રાપ્ત થાય છે.

૩. તે ષટ સંપત્તિ—સમ એટલે અન્યાયવડે પ્રાપ્ત થનારાં સ્રી, પુત્ર, ધન, ગ્રહ, લક્ષ્મી, ક્ષેત્ર, આદિ સમગ્ર જે વિષયો છે તેમાં અવિહિત પણું નિશ્ચય કરેલું હોવાથી તે પ્રાત જતું મન રોકવું તે. ૨ દમ એટલે વિષય સમિપ છતાં તે વિષય જે-

તાં વૃત્તિ વિહ્‌વલ ન થાય અથવા તે ભોગવવાની ઇચ્છા ન થાય તે. ઉપરતિ. એટલે ચિતની વાસના દુર થઇ જાય તે. તિતિક્ષા એટલે–ટાઢ તડકો–ભુખ, તરસ–સુખ–દુઃખ, જય, પરાજય, રાગ, દ્વેશ વિગેરે દ્વંદ ધર્મો અવિકળપણે સહુન કરે અથવા તે વીશે અભાન રહે તે. શ્રદ્ધા એટલે ગુરૂ વચન તથા વેદાન્ત વાકય સત્ય છે એવો દ્દઢ વિશ્વાસ અને સમાધાન એટલે વિક્ષેપ રહીત એકાગ્ર ચિત થવું તે અર્થાત ચિતની નાના ચિંતન રૂપ ચંચળતા મટી જઇ એકાગ્ર ચિત થવું તે અને તે આ છ સંપતિનું પાલન કરતાં ઉત્તરોત્તર ક્રમે ક્રમે સાધન પ્રાપ્ત થાય છે.

૪ ઉપર પ્રમાણે સાધન પ્રાપ્ત થયા પછી ચોથું અંગ મુમુક્ષુતા પ્રાપ્ત થાય છે. મુમુક્ષુતા એટલે નિત્ય પ્રાપ્ત છતાં પણ સદ્ ચિદ, આનંદ સ્વરૂપની અપ્રાપ્તિ જેને ભાસે છે તેને તે સ્વરૂપ બ્રહ્મની પ્રતિતિરૂપ

પ્રાપ્તિ અને પ્રતિત છતાં બંધરૂપ અનર્થ દુખની અપ્રતિતિ રૂપ નિવૃતિ એવો જે મોક્ષ તેની ઇચ્છા નિરંતર રહે તેનું નામ મુમુક્ષુત્વ કે મુમુક્ષુતા.

૫ શ્રવણુ એટલે નાના પ્રકારની યુક્તિથી સત્શાસ્ત્રો રૂપ વેદાંત વાકયના તાત્પર્યનો નિશ્ચય કરવો અર્થાત સિદ્ધાંતના પ્રતિપાદક વચનોને ગુરૂના મુખથી શ્રવણુ કરવા તે.

૬ મનન એટલે જીવ બ્રહ્મની એકતા નિશ્ચય કરી આપનાર અને જીવ અને જીવ બ્રહ્મનું જુદા પણું ખોટું સિદ્ધ કરનાર જે વિવિધ યુકિતઓ વડે અદ્વિત્ય બ્રહ્મનું વારંવાર ચિંતન કરવું તે.

૭ નિદિધ્યાસન એટલે અનાત્માકારવૃત્તિનો અંતરાય રહિત બ્રહ્માકાર વૃત્તિની નિરંતર સ્થીતિ રહેવી તે.

૮ તત્પદ અથવા ત્વંપદના અર્થનું સોધન એટલે તત્પદ એટલે ઇશ્વર અને ત્વં-

પદ એટલે જીવ એના અર્થને અનુભવ પુ-
ર્વક નિશ્ચય કરવો તે તથા અંતર્મુખ વૃત્તિ કરી
તૈલધારવત્ અખંડીત આત્મામાં વૃતિ સ્થા-
પવી તે એવી રીતે સાધક અષ્ટ અંગની સિદ્ધિ
કરતો આત્મામાં લય પામી આનંદ સ્વરૂપ
થાય છે. તેમજ જાપ માર્ગે પણ આત્મ સ્વ-
રૂપ જોવા પ્રબલ ઇચ્છા થાય તો જાપથી
પણ આત્મસ્વસ્વરૂપ દર્શાય છે. જાપ પ પાં-
ચ પ્રકારના છે. વાચક, ઉપાંસુ, મનોમય,
ધ્યાનમય અને શુન્ય એ પાંચ પ્રકારના
જાપ કરવાની વિધિ—

વાચક એટલે વાણીથી બોલાય તે અને
ઉપાંસુ એટલે હોઠ અને માત્ર જીભ ચાલે
તે વાચક કરતાં ઉપાંસુનું વિશેષ ફળ છે.
મનોમય જાપ એટલે મનમાં જાપ થયાં કરે
અને વૃત્તિમાં કાંઈ સ્ફુરણ ન થાય તેનું
નામ મયોમય જાપ છે અને મનોમય જાપ
કરતાં ધ્યાનમય જાપ કરવાનો અધિકાર પ્રા-

પ્ત થાય છે. ધ્યાનમય જાપ એટલે ગુરૂ અથવા ઇશ્વરનું ધ્યાન સંપુર્ણ વૃત્તિને અખંડિત રહે તથા સુક્ષ્મમાં સુક્ષ્મ કયાંઇ પણ વૃત્તિ ન રહે તેવી રીતે પ્રણવ ૐ નો જાપ સ્વતઃ થયા કરે એનું નામ ધ્યાનમય જાપ. ધ્યાનમય જાપ કરતાં ધ્યાન છૂટી વૃત્તિ જયારે સ્વરૂપમાં તન્મય થાય ત્યારેતેને શુન્ય જાપ કહેવાય છે. એક વૃત્તિ શિવાય બીજું કશું ન જોવામાં આવે ત્યારે મુક્તિની પ્રાપ્તિ અથવા સ્વસ્વરૂપની પ્રતિતી થાય છે અને તે શુદ્ધ ઉત્તમ અધિકારી ૐ નમઃ શિવાય ૐ નમઃ શિવાય કરતો ઉંડો ઉતરી જાય તો તેને કાંઇ પણ કર્તવ્ય કરવાની આવશ્યકતા રહેતી નથી, આપોઆપ બ્રહ્મસ્વરૂપે થઇ રહેછે. શાસ્ત્ર પણ કહે છે કે **ब्रह्म विद् ब्रह्मैवभवति.** જેણે બ્રહ્મને જોયા છે તે બ્રહ્મ સ્વરૂપે છે તો જાપ કરતો સાધક પ્રેમ ભક્તિસહ વર્તન કરે

તો આ લોકમાંથી મુકત થૈ સ્વસ્વરૂપ થઇ રહે.

તેમજ નવધાભકિત કરતાં સાધકની આત્મ સ્વરૂપમાં પ્રતીતિ થાય છે. તે નવધા ભકિત નાં લક્ષણુ શ્રી વ્યાસજીએ શ્રીમદ્દભાગવતમાં કહ્યાં છે કેઃ—

**"श्रवणं कीर्तनं विष्णोःस्मरणंपा दसेवनम्।**
**अर्चनं वन्दनं दास्यं सख्य मात्म निवेदनम्॥**

ભાવાર્થ—૧ શ્રવણુ એટલે શ્રી પરમાત્માના ગુણાનુંવાદ સાંભળવા ૨ કિર્તન એટલે શ્રી પરમાત્માનાં કીર્તન કરવાં ૩ સ્મરણુ એટલે શ્રવણુ કરેલા પરમાત્માના ગુણોનુ સ્મરણુ કરવું ૪ પાદ સેવન એટલે શ્રી ઈષ્ટ પરમાત્માના ચરણુની સેવા કરવી તે. ૫ અર્ચન એટલે શ્રી ઇષ્ટ પરમાત્માની પુજન કરવા રૂપ સેવા કરવી તે ૬ વન્દન એટલે શ્રી ઇષ્ટ પરમાત્માંને નમન કરવું તે ૭ દા-

સત્વ એટલે શ્રી ઇષ્ટ પરમાત્માની દાસપણે સેવા કરવી ૮ સખ્યત્વ એટલે પરમાત્માને સખા રૂપે જોવા તે અને ૯ આત્મનિવેદનમ્ એટલે પરમાત્માને સર્વસ્વ અર્પણ કરવું તે.

ઉપર કહેલાં ભકિતનાં નવ અંગને પ્રથમ પ્રવેશક પુરૂષ શ્રદ્ધા પુર્વક અતર્કવાન અંતઃકરણવાળો થઇ સાધેતો તેને પરિણામે પ્રેમલક્ષણા ભક્તિ પ્રાપ્ત થાય છે કે જે ભકિતથી ગોપીઓનું કલ્યાણ થઈ ગયું છે એમ નવધાભક્તિ ક્રમે ક્રમે શ્રદ્ધાસહ પ્રેમ પૂર્વક થાય તોપણ આત્મતત્વના આનંદની પ્રાપ્તી થાય છે.

આવી રીતે આ તત્વવિચારનો અભ્યાસ કરતાં સાધક છેવટ સપ્તભુમીકા ક્રમે ક્રમે પ્રાપ્ત કરી મુકત અવસ્થા તથા જીવન મુકતપણું પ્રાપ્ત કરેછે તે ભુમીકાનું વિવેચનઃ—

આ ભુમીકા સપ્ત ભેદવાળી છે. તે સાતમાંથી પ્રથમ ભુમીકા સુભેચ્છા છે એટલે સારી ઈચ્છા પ્રકટવી તે બીજી સુવિચારણા છે એટલે સારા વિચાર સ્ફુરાવવા. તે પછી ત્રીજી તનુમાનસા ભુમિકા તો યોગ પ્રતિપાદિત ધ્યાનરૂપ તથા સાધન કૃપાનુસાર નિદિધ્યાસન રૂપ છે. આ ત્રણ ભુમીકાઓ તો સાધન રૂપછે અને તે જાગ્રત અવસ્થાની ભુમિકા ગણાય છે. એ ભુમિકામાં સાધકના રાગદ્વેશાદિક દોષો સામાન્ય ભાવને પામેછે તેથી અન્ય જીવવત્ વ્યવહાર તે સાધકો કરી શકતા નથી. એ પછી સત્વાપતિના નામની ચતુર્થ ભુમિકા છે તે સ્વપ્નાવસ્થારૂપ છે કારણ કે તેમાં પ્રાપ્ત સાધક આ સર્વ પ્રપંચને સ્વપ્ન તુલ્ય અનુભવે છે અને એના અંતઃકરણના દોષોની સામ્યાવસ્થા થયેલી હોવાથી એને બ્રહ્મ સાક્ષાત્કાર થાય છે જેથી તે મુક્ત ક-

ણાય છે અને એનેજ શાસ્ત્રોમાં બ્રહ્મવિદ કહે છે અને પંચમી ભુમીકાને અસંસકિત ભુમિકા કહેછે એ સુષુપ્તિ અવસ્થારૂપે છે ને એ ભુમિકામાં સ્થિત પુરૂષોની વિશેષે કરીને સ્વરૂપાભિ મુખ વૃત્તિ રહે છે જેમ નિદ્રા અર્થાત સુષુપ્તા અવસ્થાવાળો પુરૂષ સ્વત: તથા પરત: જાગ્રત થઇને આવશ્યક વ્યવહારોને કરેછે તેમ આ પુરૂષો પણ આવશ્યક વ્યવહારાર્થે સ્વત: પરત: ઉત્થાનવાળો હોય છે. એ ભુમિકામાં અધિક સ્થૈર્યના સદભાવે અધિક સુખાવિર્ભાવ હોય છે. એ ભુમિકા પ્રાપ્ત પુરૂષને જીવનમુકત પુરૂષ ગણ્યા છે. તેમજ આનંદ સ્વરૂપ આત્માના નિરંતર અપરોક્ષ અનુભવવાળા હોવાથી શાસ્ત્રમાં આત્મરતી પણ કહે છે કારણ કે વિજાતિય વૃતિના તિરસ્કાર પુર્વક સજાતિય અથવા આત્મકાર વૃત્તિના પ્રવાહથી આત્મ સાક્ષા-

ત્કારરૂપ વૃત્તિવાળા તેઓ હોય છે અને તેથી એ આનંદસ્વરૂ આત્માના નિરંતર અપરોક્ષ અનુભવવાળાને આત્મરતિ કહ્યા છે.

એ પછી છઠી ભુમિકા પદાર્થ ભાવની છે. એ ગાઢ સુષુપ્તિના પ્રથમપાદરૂપ છે. એ ભુમિકામાં ગએલા પુરૂષને જાગ્રત થૈને વ્યવહાર કરવાપણું રહેતું નથી માત્ર પરતઃ ઉત્થાન થાય છે તેમજ સાતમી તુર્યા કહેવાય છે અને એ ગાઢ સુષુપ્તીના દ્વિતીય પાદરૂપ કહેવાય છે એમાં પ્રવેશેલો પુરૂષ સ્વતઃ ઉત્થાનને પ્રાપ્ત થતો નથી કારણ કે તે અભેદ ભાવને પામવાથી સુખ સ્વરૂપં થઈ રહેછે. એ સાતમી ભુમીકામાં સ્થિત પુરૂષને બ્રહ્મ વિદ્વવરિષ્ટ કહ્યા છે. આ પ્રકારની સાત ભુમીકા છે તેમાં પ્રથમની ત્રણ સાધકની છે, ચોથી મુકતની છે અને પાંચમી છઠી અને સાતમી એ ત્રણે ભુમીકા જીવન મુકતનીછે

અને એ ભુમીકામાં ચડતો આવેલો પુરૂષજ આવાં ભ્રમણ ચક્રથી મુકત થૈ સુખસ્વરૂપ હોય છે. એજ ભુમીકાનું વર્ણન.

પુર્ય્યષ્ટકનું વિવેચન:—

૧ પુર્યષ્ટક એટલે પંચ કર્મ ઇન્દ્રિય ૨ પંચ જ્ઞાન ઇન્દ્રીય ૩ અંતઃકરણ ચતુષ્ટય અ-થવા અંતઃકરણ પંચક ૪ પાંચ પ્રાણ ૫ પાંચ સુક્ષ્મ ભુત ૬ અવિદ્યા ૭ કામ ૮ કર્મ એમાં વાક્, પાણિ, પાદ, ઉપસ્થ અને વાયુ એ પાંચ કર્મ ઇન્દ્રીય છે અને પાંચ જ્ઞાન ઈંદ્રી શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસના અને ધ્રાણ એ પાંચ જ્ઞાન ઇન્દ્રિય છે. મન, બુધિ, ચિત, અહંકારઅ ને મતાંતરથી ગણાતા અંતઃકરણરૂપ મુખ્ય વ-ત્તિસહ પાંચ અંતઃકરણ છે. પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, અને સમાન એ પાંચ પ્રાણ છે; અને શબ્દ, સ્પર્ષ, રૂપ, અને ગંધ, એ

પંચતન્માત્રા જેના વડે પ્રગટે છે તે આકાશ વાયુ, અગ્નિ, જળ, અને પૃથ્વી એ પંચભુત કહેવાય છે અને એ સર્વનો સમુહ થઈ એ અષ્ટક પુરિવડે આ શરિરનું બંધારણ ચાલેછે તથા કાર્ય વ્યવહાર સધાય છે અને તે આ સર્વનો સમુહ કરી પરમાત્મા એ સ્થુલ ઉત્પન્ન કર્યું છે તે આત્મતત્વ જાણવા અર્થેજ છે એવું વિચારી આત્મ વિચાર કરી સાધકે પોતાનું જીવ્યું કૃતાર્થ કરી આ વિશ્વમાં જીવનમુકતનું સુખ પામી નિર્ભય નિઃશંક વિશ્વમાં રહી **सोहं सोहं सोहं** કરતાં જેમ જળમાં જળ તેલમાં તેલ અને દુધમાં દુધ મળી જાયછે તેમ જીવે શિવ સ્વરૂપનું પદ પ્રાપ્ત કરી જેમ મીઠું પાણીમાં ઓગળી જાય છે તેમ પ્રકૃતિ તત્વમાંથી જુદા પડી ચૈતન્યમાં એક રસ થવું એજ પરમ ધર્મ છે.

દોહરો.

શ્રી સદ્દગુરૂ કૃપાવડે, થયો આ સાર વિચાર;
તે શ્રી સદ્દગુરૂ ચરણમાં, નમન કરૂં આવાર.

ૐ શાંતિ શાંતિ શાંતિ.

